# 14. સારા અક્ષર



**પિંકીબહેન પંડ્યા**

**જન્મ : 28-5-1969**

પિંકીબહેન પંડ્યાનો જન્મ અમદાવાદમાં થયો છે. તેઓ અમદાવાદની કૉલેજમાં અધ્યાપિકા છે. 'ગુજરાતી ધ્વનિવ્યવસ્થા' અને 'ગુજરાતી કોશરચના' વિશે એમણે સંશોધનો કર્યાં છે.

અભ્યાસની સાથે વ્યવહારુ જીવનમાં સારા અક્ષરનું કેટલું બધું મહત્ત્વ છે, તે આ પાઠમાં સંવાદ દ્વારા દર્શાવ્યું છે. 'ચારજો'ને બદલે 'મારજો' વંચાય, ત્યારે કેવી ગરબડ થાય ને અર્થનો અનર્થ થાય તે તરફ ધ્યાન ખેંચવામાં આવ્યું છે. સાથે-સાથે 'સારા અક્ષર શક્ય છે'-ની ચર્ચા પણ સંવાદ દ્વારા કરવામાં આવી છે.

હાર્દિક : મેહુલ, તું તો લેસન કરવા બેસી ગયો. ચલને રમવા; બધા જ તારી રાહ જુએ છે.

મેહુલ : આ લેસન પૂરું થઈ જાય એટલે શાંતિને !

હાર્દિક : અરે વાહ ! તારી નોટનાં પાનાં કેવાં મસ્ત છે, લીસાં-લીસાં. હં... હવે મને ખબર પડી કે સાહેબ કાયમ તારી નોટ જ ક્લાસમાં કેમ બતાવતા હશે ?

મેહુલ : મારી નોટમાં લીસાં પાનાં છે, એટલે કંઈ સાહેબ ક્લાસમાં નથી બતાવતા. પણ મારા અક્ષર સારા છે અને નોટમાં હું છેકછાક નથી કરતો ને એટલે સાહેબ બધાને બતાવે છે.

હાર્દિક : હા, પણ લીસાં અને સરસ પાનાં હોય, તો અક્ષર સરસ જ આવે ને ! લખવાની પણ મજા આવે.

મેહુલ : લીસાં પાનાં હોય એટલે અક્ષર સરસ આવે એવું ન હોય !

સોનલ : અરે હાર્દિક, તને આ મેહુલને બોલાવવા મોકલ્યો અને તું જ અહીં બેસી પડ્યો. બધા ભિલ્લુ પણ નક્કી થઈ ગયા છે. બધા તમારી વાટ જુએ છે.

મેહુલ : જોને સોનુ, તું જ કહે એને, આ મારી વાત સમજતો નથી.

સોનલ : કેમ, શું થયું ?

મેહુલ : એ મને કહે છે કે મારી નોટમાં પાનાં લીસાં છે, એટલે મારા અક્ષર સરસ આવે છે, એવું તે કંઈ હોતું હશે ?



સોનલ : ના યાર, એવું તો ના હોય, જોને, મારા પપ્પા મારા માટે મોંઘી-મોંઘી નોટ ક્યાં લાવે છે ?

હાર્દિક : મારા પપ્પાને તો હું કહું છું, તોય નથી લાવતા.

રાધા : એવી બધી તો પપ્પાને ખબર પડે જ ને ! જે આપણા કામનું હોય એ મોંઘું હોય તોપણ લાવે અને કામનું ના હોય તો ના પણ લાવે; એમાં શું ?

હાર્દિક : પણ, એટલે તો મારા અક્ષર સારા નથી આવતા.

સોનલ : એવું કશું નહિ, મારા અક્ષર તો ગમે તેના પર લખું પણ સરસ આવે છે

રાધા : એ તો તું અણીવાળી પેન્સિલથી લખે છે, એના લીધે.

અશરફ : એમાં જ તો તું આખો દિવસ પેન્સિલ છોલ-છોલ કરતી હોય છે.

હાર્દિક : ....ને બે દિવસમાં એક પેન્સિલ પૂરી કરે છે.

સોનલ : એ તો અણી તૂટી જાય, તો છોલવી જ પડે ને ! અને પેન્સિલ જ બટકણી હોય તો હું શું કરું ?

રાધા : સંચાથી છોલે છે, એટલે કદાચ તૂટી જતી હશે. બ્લેડથી છોલીશ તો નહિ તૂટે.

ધવલ : પણ બ્લેડથી છોલવા જતાં પેન્સિલના બદલે આંગળી જ છોલાઈ જાય તો ?

અશરફ : મારી પાસે તો એવી બ્લેડ છે કે અણી ભક્કમદાર થાય, પણ જરાય વાગે નહિ.

રાધા : પણ તારા પપ્પા તો કહેતા હતા કે તારા અક્ષર બહુ ગંદા છે.

અશરફ : અબ્બુ તો એમ જ કહે કે કલમથી લખીએ, તો જ અક્ષર સરસ આવે.

મેહુલ : આ કલમ વળી શું છે ?

અશરફ : એક જાતની પેન જ કહેવાય. બરુ કે એવા કશાકની પેન્સિલ જેટલી લાકડીને આગળથી તીરછી છોલીને એનાથી લખવાનું.

રાધા : લાકડાથી તો કંઈ ના લખાય !

ધવલ : એમાં શાહી કે રીફિલ કેવી રીતે ભરાય ?

અશરફ : કલમમાં રીફિલ ના નખાય અને એમાં શાહી પણ નહિ ભરવાની.

ધવલ-હાર્દિક: તો પછી ?

અશરફ : કલમને દવાતમાં એટલે કે ખડિયામાં બોળવાની અને એનાથી લખવાનું.

હાર્દિક : તો તો વારેઘડીએ ખડિયામાં બોળ્યા જ કરવું પડે !

અશરફ : હાસ્તો, પણ એનાથી લિખાઈ બહુ જ સરસ આવે.

ધવલ : એના કરતાં આપણી બૉલપેન સારી. નહિ અણી છોલવાની ચિંતા, શાહી ભરવાની માથાકૂટ કે ના હાથ ગંદા થાય. રીફિલ ખલાસ થાય, એટલે બદલી કાઢવાની. બસ.

સોનલ : પણ એનાથી તો અક્ષર ગંદા આવે !

મેહુલ : મારા અક્ષર તો બૉલપેનથી લખું તોપણ સારા આવે છે.

હાર્દિક : તારા અક્ષર તો આમ પણ સરસ છે. હું તો પેન્સિલથી લખું કે બૉલપેનથી - અક્ષર સારા આવતા જ નથી.

રાધા : એનો અર્થ એ જ કે પેન-પેન્સિલ-બૉલપેન - જે ફાવતું હોય એનાથી લખવાનું. અક્ષર સારા હોય તો ગમે તેનાથી લખો, અક્ષર સારા જ આવે અને ખરાબ અક્ષર હોય તો ખરાબ.

હાર્દિક : પણ ખરાબ અક્ષરને લીધે કેટલી તકલીફ થાય છે !

ધવલ : કેમ ?

હાર્દિક : મારા સાહેબ કહેતા હતા કે મારા અક્ષર ખરાબ છે, એટલે મારા માર્ક્સ કપાઈ જાય છે. હું શું લખું છું, તે જ તેમને ખબર નથી પડતી.

રાધા : અરે, એના લીધે તો કેવી ગરબડ થતી હોય છે ! મારી મમ્મી બહારગામ ગઈ ત્યારે મારાં ફોઈએ મારી મોટી બહેનને કાગળમાં લખ્યું ‘માટલું બરાબર સાફ કરજો, ઓટલો બરાબર વાળજો.’ અને અમને એવું વંચાયું ‘ચાટલું બરાબર સાફ કરજો, ચોટલો બરાબર વાળજો.’ તે મારી બહેન તો બિચારી રોજેરોજ દરેક ચાટલાં સાફ કર્યાં કરે અને ટૂંકા વાળમાં ચોટલો વાળવાની કોશિશ કર્યા કરે. બિચારી એવી કંટાળી ગઈ કે વાત નહિ.

અશરફ : ખબર પડી ત્યારે બહુ હસ્યાં હશો, નહિ ?

રાધા : હાસ્તો, પણ કોઈ વાર ઓડનું ચોડ વેતરાઈ જાય તો ?

હાર્દિક : મેં એક વાર સાંભળ્યું હતું કે એક જણે ગામડે કાગળમાં લખ્યું કે ‘ઢોરને બરાબર ચારજો.’ અને ત્યાં એવું વંચાયું કે ‘ઢોરને બરાબર મારજો.’ તે એમાં બિચારાં ઢોર માર ખાઈ ખાઈને અધમૂઆં થઈ ગયાં.

મેહુલ : એટલા માટે તો ગાંધીજીએ કહ્યું છે કે ખરાબ અક્ષરો એ અધૂરી કેળવણીની નિશાની છે.

હાર્દિક : પણ ગંદા અક્ષર સુધારવા હોય તો શું કરવાનું ?

સોનલ : મારાં દાદી એવું કહેતાં કે સવારે વહેલા ઊઠીને ઠંડા પાણીમાં હાથ નાખી દેવાના અને હાથ ઠરી જાય પછી એવા હાથે ધીમે-ધીમે સરસ રીતે લખવાનું.

રાધા : મારા દાદા એવું કહેતા કે એમના જમાનામાં પાટલી પર ભીની માટી પાથરીને સરસ વળાંકવાળા અક્ષર લખીને માટીને સુકાવા દેતા અને પછી એ અક્ષરની અંદર લખ્યા કરવાનું. પણ હવે આજના જમાનામાં કોણ આવું બધું કરે?

ધવલ : પણ આપણે નાના હતા ને સુલેમાનની નોટમાં લખતા હતા, એવી રીતે તો લખાયને !

અશરફ : મારો ભાઈ નાનો હતો, ત્યારે મારા અબ્બુએ બહુ ચિત્રો દોરાવેલાં. કદાચ એનાથી અક્ષરના વળાંક સરસ થતા હશે. તું પણ વર્તુળ-અર્ધવર્તુળવાળાં, ઊભી-આડી-ત્રાંસી લીટીવાળાં ચિત્રો દોરી જો ને !

હાર્દિક : અરે, હું તો એકડિયા-બગડિયાની જેમ અક્ષર ઘૂંટવા પણ તૈયાર છું. કંઈક તો કરવું જ પડશેને ! ગંદા અક્ષરની તો મને બહુ શરમ આવે છે !

મેહુલ : ધીરજ રાખીને સતત પ્રયત્ન કરીશ, તો ચોક્કસ સફળ થઈશ.

સોનલ : હવે વાતોનાં વડાં જ કરવાં છે કે રમવાયે જવું છે ?

મેહુલ, હાર્દિક, રાધા, ધવલ, અશરફ : હા... ચાલો... ચાલો... જલદી કરો. પછી અંધારું થઈ જશે.

## • ટિપ્પણ

**લેસન** ગૃહકાર્ય **ચલને** ચાલને **છેકછાક** જ્યાં-ત્યાં લીટા, ચેરાચેર **બટકણી** સહેલાઈથી તૂટી જાય તેવી **બ્લેડ** લોખંડની ધારદાર પતરી **ભક્કમદાર** ભપકાદાર - સારી મજાની (અહીં) ધારદાર **તીરછી** ત્રાંસી **રીફિલ** બૉલપેનમાં મૂકવાની શાહીવાળી પાતળી નળી **દવાત** ખડિયો, શાહી ભરવાનું સાધન **બૉલપેન** રીફિલથી ચાલતી લખવા માટેની પેન **માર્ક્સ કપાઈ જાય** ગુણ ઓછા મળે છે **ચાટલું** દર્પણ, અરીસો **અધમૂઆં** અર્ધાં મરેલાં, શક્તિહીન **સુલેખન** સ્વચ્છ, સુંદર લખાણ **વર્તુળ** ગોળ, કૂંડાળું

## • રૂઢિપ્રયોગ

**ઓડનું ચોડ થવું** - ધારણા કરતાં સાવ ઊંધું થવું

**એકડિયા-બગડિયાની જેમ** - શિખાઉની જેમ

**વાતોનાં વડાં કરવાં** - નકામી લાંબી વાતો કરવી

## ● ભાષા-સજ્જતા

આપણી વાત બીજા સુધી પહોંચાડવા માટે આપણે વિવિધ રીતે ભાષાનો પ્રયોગ કરીએ છીએ. એનાથી કહેવાનું સચોટ બને છે તથા નાના વાક્ય દ્વારા ઘણું સૂચવી શકાય છે. આવું એક ભાષાકીય સાધન તે રૂઢિપ્રયોગ છે. દરેક ભાષામાં રૂઢિપ્રયોગો હોય છે.

સામાન્ય રીતે દરેક શબ્દનો એક ચોક્કસ અર્થ હોય છે અને તે મુજબ ભાષામાં તેનો પ્રયોગ થાય છે. પરંતુ કેટલાક શબ્દપ્રયોગો વિશિષ્ટ રીતે, મૂળ અર્થથી જુદા અર્થમાં, વપરાતા હોય છે. આવી લાક્ષણિક રીતે શબ્દપ્રયોગ કરવાની ભાષાની રૂઢિ હોય છે.

**આટલું સમજ્યા પછી હવે ઉદાહરણ દ્વારા રૂઢિપ્રયોગ એટલે શું, તે સમજીએ :**

(1) પપૈયું ઝાડ ઉપર જ પાકી ગયું.

(2) એની કચકચ સાંભળીને મારું માથું પાકી ગયું.

આ બંને વાક્યોમાં ‘પાકી જવું’ એવો શબ્દપ્રયોગ થયો છે, પરંતુ બંને વાક્યોમાં તેનો અર્થ તદ્દન જુદો છે. પહેલા વાક્યમાં ‘પપૈયું પાકી ગયું’માં અર્થ છે, ફળ પરિપક્વ થયું છે, ગળ્યું થઈ ગયું છે. અહીં ‘પાકવું’ ક્રિયાપદ તેના મૂળ અર્થમાં વપરાયું છે, પરંતુ બીજા વાક્યમાં ‘પાકી ગયું’ ક્રિયાપદ ખાસ અર્થમાં વપરાયું છે. તેમાં અર્થ છે અકળાઈ જવું, મગજ થાકી જવું. તેમાં ‘પાકવું’ ક્રિયાપદ જુદા જ અર્થમાં (લાક્ષણિક અર્થમાં) વપરાયું છે. ‘માથું’ સંજ્ઞા પણ ‘મગજ’ના અર્થમાં વપરાઈ છે.

### ● વિશેષણ ●

**નીચેના શબ્દો જુઓ :**

ઠીંગણું બાળક, અનાથ બાળા, કાટવાળો સિક્કો, કાળી ગાય, પાંચ કબૂતર, ગરમ દૂધ, મોટી પેન્સિલ, ફાટેલું પહેરણ.

ઉપરના શબ્દોમાં વ્યક્તિ, પ્રાણી, પક્ષી કે પદાર્થને સૂચવે છે તે શબ્દ નામ છે. **બાળક, બાળા, સિક્કો, ગાય, કબૂતર, દૂધ, પેન્સિલ અને પહેરણ આ શબ્દો નામ છે.**

જે શબ્દ નામના આકાર, રંગ, કદ, ઊંચાઈ, ગુણ, સંખ્યા વગેરેની વિશેષતા બતાવે તે શબ્દ વિશેષણ છે. બાળક કેવું ? ઠીંગણું, બાળા કેવી ? અનાથ, સિક્કો કેવો ? કાટવાળો, ગાય કેવી ? કાળી, કબૂતર કેટલાં ? પાંચ, દૂધ કેવું ? ગરમ, પહેરણ કેવું ? ફાટેલું, વગેરે.

**અહીં ઠીંગણું, અનાથ, કાટવાળો, કાળી, પાંચ, ગરમ, મોટી, ફાટેલું - આ શબ્દો વિશેષણ છે.**

- તું **અણીવાળી** પેન્સિલથી લખે છે. (કેવી પેન્સિલ ?)
- વહેલા ઊઠીને **ઠંડા** પાણીમાં હાથ નાખી દેવાના. (કેવું પાણી ?)
- અક્ષરો **સુંદર** છે ? (કેવા અક્ષરો ?)

ઉપરનાં વાક્યોમાં ઘાટા શબ્દો વિશેષણો છે.

## • વિશેષણ અને વિશેષ્ય •

- **હવે અહીં વપરાયેલાં વિશેષણો જુઓ :**

| | |
|---|---|
| ભીની માટી | નવી પેન્સિલ |
| સારા અક્ષર | મોંઘી નોટ |
| નવું માટલું | લીસાં પાનાં |
| લાંબો ચોટલો | ડાહ્યો વિદ્યાર્થી |

નીચે લીટી દોરેલા શબ્દો વિશેષણો છે. માટી કેવી ? અક્ષર કેવા ? વગેરે પ્રશ્નો પૂછતાં જે જવાબ મળે તે વિશેષણ. વિશેષણથી જે શબ્દની વિશેષતા બતાવાય તે શબ્દ એટલે વિશેષ્ય. માટી, અક્ષર, માટલું વગેરે વિશેષ્ય છે. આવાં વિશેષણ અને વિશેષ્યની એક યાદી બનાવો.

- **આ એકમમાં સુંદર અક્ષરોની વાત કરી છે, તો નીચેના સુવાક્યને સમજીએ.**

**સુંદર અક્ષરો હાથનું ઘરેણું છે.**

અક્ષર એ વ્યક્તિના જીવનનું, તેના વ્યક્તિત્વનું પ્રતિબિંબ છે. અક્ષરો જોઈને આપણે તે વ્યક્તિ કેવી હશે તેનું અનુમાન કરી શકીએ છીએ. સુંદર અક્ષરોવાળી વ્યક્તિ પ્રત્યે આપણને આદર અને પ્રેમ પેદા થાય છે. સુંદર અક્ષરે લખાણ કરવું, એ વ્યવસ્થિત મહાવરો માંગી લે છે.

ગાંધીજી કહેતા, 'ખરાબ અક્ષરો એ અધૂરી કેળવણીની નિશાની છે.' વાત તદ્દન સાચી છે. માણસ ગમે તેટલો વિદ્વાન હોય પણ જો તેના અક્ષર સુંદર અને સુરેખ ન હોય, તો તે સામી વ્યક્તિને પ્રભાવિત કરી શકે નહિ.

સુંદર અક્ષરે લખવા માટે આપણે વિદ્યાર્થી-અવસ્થામાં જ વિશેષ પ્રયત્ન કરવો જોઈએ. આપણું લખાણ સુંદર, મરોડદાર અને સુવાચ્ય અક્ષરોવાળું હોવું જોઈએ. મોતીના દાણા જેવા અક્ષરે લખેલું લખાણ વાંચવું કોને ન ગમે ? બે શબ્દો વચ્ચે એક અક્ષર જેટલું અંતર રાખવું જોઈએ.

આપણા અક્ષરો સુંદર હશે, તો વાંચનારને તે ચોક્કસ ગમશે. સુંદર અક્ષરો તો સૌને ગમે. જેના અક્ષર સારા ન હોય તેને પણ સારા અક્ષર તો ગમે જ છે. જેમ ઘરેણાંથી દેહ શોભે છે, તેમ સુંદર અક્ષરોથી આપણું વ્યક્તિત્વ શોભે છે, માટે સુંદર અક્ષરો એ હાથનું ઘરેણું છે.

## ● અભ્યાસ

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) સાહેબ બધાંને મેહુલની નોટ બતાવે છે, તે બાબતે હાર્દિક શું માને છે ?

(2) 'ચારજો'ને બદલે કયો શબ્દ વંચાયો ?

(3) 'મારી નોટનાં પાનાં લીસાં છે,' એવું કોણ કહે છે ?

(4) સોનલના પપ્પા તેને કેવી નોટ લાવી આપે છે ?

(5) અશરફ કલમને શેમાં બોળવાનું કહે છે ?

(6) ઓડનું ચોડ વેતરાઈ જવું એટલે શું ?

(7) સોનલનાં દાદીમાએ અક્ષર સુધારવા માટે શી સલાહ આપી ?

## ● સ્વાધ્યાય

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :**

(1) બધાં બાળકો મેહુલની નોટ કેમ જોતાં હતાં ?

(2) સોનલના અક્ષર સારા આવે છે, તેનું કયું કારણ રાધા આપે છે ?

(3) ગાંધીજીએ અક્ષરો વિશે શું કહ્યું છે ?

(4) કલમથી કેવી રીતે લખાય છે ?

(5) ધવલે કલમના બદલે બૉલપેનથી લખવાના કયા ફાયદા બતાવ્યા ?

(6) ખરાબ અક્ષરને લીધે થતા ગોટાળા માટે લેખિકાએ કયાં-કયાં ઉદાહરણ આપ્યાં છે ?

**2. અક્ષરો સુધારવા માટે કોણ કઈ રીત બતાવે છે તે લખો :**

(1) સોનલ – ____________ (2) ધવલ – ____________

(3) રાધા – ____________ (4) અશરફ – ____________

**3. નીચેની ગદ્યસૂક્તિનો વિચાર-વિસ્તાર કરો :**

'ખરાબ અક્ષરો એ અધૂરી કેળવણીની નિશાની છે.'

**4. (ક) નીચેના રૂઢિપ્રયોગોના અર્થ આપી વાક્યો બનાવો :**

(1) વાતોનાં વડાં કરવાં

(2) ઓડનું ચોડ વેતરાઈ જવું

**(ખ) નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દ લખો :**

| | | | |
|---|---|---|---|
| લીસાં - | ______________ | અણિયાળી - | ______________ |
| મોંઘું - | ______________ | ધીરજ - | ______________ |

**5. સૂચના પ્રમાણે કરો :**

- આ પાઠમાં વપરાયેલા પાંચ અંગ્રેજી શબ્દો શોધીને લખો.
- તમે શોધેલા શબ્દો સાથે અનુબંધ ધરાવતા બીજા શબ્દો લખો.

  ઉદા. લેસન - નોટબુક
- આ બંને શબ્દોનો ઉપયોગ કરી વાક્ય બનાવો.
- અનુબંધ ધરાવતા શબ્દો તમે કયા આધારે લખ્યા ? તમે વાક્યો કેવી રીતે બનાવી શક્યા ? વર્ગમાં ચર્ચા કરો.

**6. નીચેના સંવાદને હાસ્ય, ક્રોધ, પ્રેમ, જેવા જુદા-જુદા ભાવથી મોટેથી બોલો :**

'અરે ! હું તો એકડિયા-બગડિયાની જેમ અક્ષર ઘૂંટવા પણ તૈયાર છું. કંઈક તો કરવું જ પડશે ને !'

**7.** આ પાઠમાં તમને કોનું પાત્ર સૌથી વધારે ગમ્યું ? શા માટે ?

**8.** આ સંવાદ ભજવવા માટે શી-શી તૈયારી કરવી પડે ?

## ● પ્રવૃત્તિ

(1) ખરાબ અક્ષરોને કારણે કોઈ ગોટાળો સર્જાયો હોય, તો તે અનુભવ વર્ગ સમક્ષ કહો.

(2) મરોડદાર લખાણવાળા ચાર્ટ્સ બનાવો.

(3) લખાણમાં સામાન્ય ભેદવાળા અક્ષરો સાથે લખી ચાર્ટ બનાવો.

દા.ત. | પ | ય | | ઘ | ધ | | મ | ચ |

(4) ધોરણ 6ના પુસ્તકમાં જે સાહિત્યકારોની કૃતિઓ લેવાઈ છે, તેમનો વિશેષ પરિચય મેળવો.

●